શ્રી પરમાત્મને નમઃ

# વેરની વસુલાત.

## નાટકનાં ગાયનો.


લેખકઃ—

કવિ મણિશંકર ત્રીભોવન પાગલ.

ભાવનગર.



શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

**રાવળ ત્રંબકલાલ દેવશંકર.**

શ્રી વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના માલિક.

વડોદરા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૨. સન ૧૯૧૬.

કીંમત રૂ. ૦-૨-૦.

# પાગલના બે બોલ.



જણાવવા ખુશાલી ઉપજે છે કે વડોદરાની કદરદાન પ્રજાએ મારા "કળિયુગની સતિ" નામક લેખને સંપૂર્ણ ન્યાય આપી મને તથા મારા કદરદાન નાટ્યકળા રત્નદાતા શેઠ **ત્ર્યંબકલાલ દેવશંકર** ને આભારી બનાવ્યા છે.

બંધુઓ "મનુષ્ય યત્ન ઈશ્વર કૃપા" મહાન્ વાક્ય અનુસાર દુનિયામાં કરેલા પ્રયાસની અંતીમ ગતી થાય છે.

અત્રે ઓળખ આપવાની આવશ્યકતા છે કે **રા. રા. ત્ર્યંબકલાલ દેવશંકર રાવળ** કે જેમની **શ્રી વાંકાનેર આર્યહિત વર્ધક નાટક મંડળીએ** નીતિથી ભરપૂર, ભક્તિરસની રેલછેલ, પિતા પુત્ર તથા બાઈ બ્હેનને સાથે બેસી નીરખવા લાયક "નરસિંહ મહેતો, મીરાંબાઈ, ધ્રુવકુમાર" ઇત્યાદી ભક્તિરસના અત્યુત્તમ પ્રયોગો પ્રેક્ષક સમક્ષ રજુ કરી જનસમાજની મહાન્ સેવા કરી છે તેમાં બેમત જેવું છેજ નહિ.

તો તેવા સુપાત્ર નાટ્યકળા રત્નના આ **વેરની વસુલાત** પ્રયોગને યોગ્ય ઇન્સાફ આપી તેઓશ્રીનો શ્રમ સફળ કરશો એવી મારી જનમંડળ પ્રત્યે પ્રાર્થના છે, અસ્તુ.

**લી. તમારો**

**પાગલ.**

# વેરની વસુલાત નાટકનો સંક્ષિપ્ત સાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

પ્ર. ૧ લો—મ્હેલીલ્હૉલ ( પાર્ટી )—( માધવપુરના ધનાઢ્ય શેઠ માધવચંદ્ર જે પોતાના એકના એક પુત્ર સુમતીચંદ્ર માટે ગંજાવર વારસો મૂકી ગયેલ છે તથા સુમતીચંદ્ર નાની વયનો હોવાથી પોતાની મીલકત પર ત્રસ્ટી મુકી ગયેલ છે તે સમય છોડી આપણો પ્રયોગ સુમતીચંદ્ર ઉમ્મરમાં આવેલ હોવાથી તેને મીલકતનો પાવર આપવા થનાર પાર્ટીથીજ શરૂ કરેલ છે.)

સુમતીચંદ્રના હવાઇ ઉદ્ધત વિચાર, સેક્રેટરી રામદાસને સુધારાનો ઓર્ડર, હાજી હા કરનાર નોકરની ખુશામત, બાદ પાર્ટી ભરાવી; સુમતીચંદ્રને પાવર મળવા, સભ્યજનોના ઉમદા શિખામણ બાદ પાર્ટીનું વીસર્જન થવું. "શેઠની શિખામણ ઝાંપા સુધી" ઉદ્ધત સુમતીચંદ્રના ઉદ્ધત વિચાર, ઉડાઉ પેટ ભરા નીચ મિત્રોનું આગમન, શરાબ બાજીને આખરે કંચનીઓનો નાચ.

પ્ર. ૨ જો—રામદાસનું ઘર—રામદાસના નાના ભાઇ ચેતનની ભાઇને લાગેલ સુધારાના ચેપી રોગ માટેની ચિન્તા, રામદાસનું આવવું, બન્ને ભાઇઓની સુધારા માટે રકઝક, રામદાસ કે જેણે સુધારાનું પુંછડું મજબુત પકડયું છે તેના બેવકુફ વિચાર.

" ટાઇમસર તૈયાર થઇને ટાઇમસર ફરવું;
ટાઇમસર જીવ્યા પછી બસ ટાઇમસર મરવું. "

બાદ રામદાસની પત્નિ ચંપાનું આગમન, રામદાસ તેને ઇંગ્લીશ પોશાક પહેરાવી તેની તરફ જુએ છે અને હર્ષથી મલકાય છે.

પ્ર. ૩ જો—શશીકળાનું ખાનગી ભુવન—સખી સાથે સતિ ધર્મ પર ચર્ચા કરતી સાધ્વી શશીકળા પ્રથમજ દેખાવ દેછે, સતિ ધર્મ પર ચર્ચા બાદ સુમતીચંદ્રના સેક્રેટરીએ આવી કાગળ આપવા, પ્રીતમની પત્રીકાથી શશીકળાનો હર્ષ, બાદ સુમતીચંદ્રનું આવવું. નિર્દોષ શૃંગાર.

પ્ર. ૪ થો જુગારખાનું—જુગાર કે જેણે હજારો લક્ષાધિપતિની ખાના ખરાબી કરી છે તેનું પ્રત્યક્ષ પ્રમાણ અહિં દેખાય છે, સુમતીચંદ્રનું પોતાના સેક્રેટરી રામદાસ સાથે આવવું, મતલબી રામદાસ પોતાના અન્નદાતાને અનીતિને રસ્તે દોરવા પ્રયત્ન કરે છે, રામદાસની ખરાબ સંગત છતાં સંસ્કારી સુમતીચંદ્ર જેનામાં તેના પિતાનો સદ્‌ગુણ સ્વભાવિક અંશે ઉતરી આવેલ છે તે જુગાર રમવા અનાકાની કરેછે, મદીરાનો એકજ ગ્લાસ સર્વ સદ્‌ગુણનો નાશ કરે છે, જુગાર ! સુમતીચંદ્રની હાર ! હાર્યો જુગારીના હાલ.

" વહે છે સમય તેમાં રમત ઘેરો રંગ લેતી જાય છે;
હાર્યો જુગારી ખુબ ખેલે દેખતો એ ન્યાય છે. "

સુમતીચંદ્ર સ્થાવર ને જંગમ બધી મીલકત હારે છે, " એક વખતનો ધનવાન અત્યારે કોડી વગરનો કંગાલ " ઉધાર રમવા માગણી, જુગારીઓનો ઇનકાર, હાર્યાની હાયમાં ઝનુન પર ચડેલો સુમતીચંદ્ર છરી લઇને હુમલો

કરે છે, એક જુગારી જખ્મી થઈ જમીન પર પડે છે, ધુમાધુમ, નાસાનાસ, પોલીસનું આવવું, દોડવામાં કાયર રામદાસ પોલીસના હાથમાં સપડાય છે, લે લાલો ને ભરે હરદાસ એ કહેવત સત્ય થાય છે. ટેબ્લો.

પ્ર. ૫ મો—સુમતીચંદ્રનું ખાનગી દીવાનખાનું—હાર્યાની હાયમાં દિવાનો થયેલો સુમતીચંદ્ર, બેફામ સ્થિતિમાં ઘેર આવે છે, ઑફીસરનું વૉરંટ, સુમતીચંદ્રનો ઈનકાર, દર્દી (જખ્મી)ની જુબાનીની ગેરહાજરીએ સુમતીચંદ્ર નાસી જવાનો સમય મેળવી શકે છે, શશીકળાની છેલ્લી મુલાકાત બાદ પરદેશ જવા ઠરાવ.

પ્ર. ૬ ઠ્ઠો—શશીકળાનું મકાન—સુમતીચંદ્ર મળવા આવે છે, પવિત્ર પ્રેમદાને તેના પર આવેલી આફતની લાગણી, ઑફીસર પગલે પગલે આવી ચડે છે, શશીકળા સુમતીચંદ્રને સંતાડે છે, ઑફીસર પોતાની પુત્રી પાસે કેદી માગે છે, પિતા પુત્રીની રકઝક, ઑફીસરે ગુસ્સામાં સિપાહીઓને તેડવા જવું બાદ શશીકળા સુમતીચંદ્રને બ્હાર કોઈ પરદેશ જવાની સલાહ આપે છે, ત્યાં ઑફીસર આવે છે, સુમતીચંદ્ર નાસે છે. ટેબ્લો.

પ્ર. ૭ મો—રામદાસનું ઘર—સુધારો શીખી પાવરધી બનેલી ચંપા સુધારાની પુર બ્હારમાં નીકળે છે, જખ્મી થયેલ જુગારીની જુબાનીથી નિર્દોષ ઠરેલ રામદાસ આવે છે, બંને ભાઈઓનો અફસોસ, જેલ જાત્રાનું વર્ણન, બાદ ઈનામની આશા આપેલ જેલર સાહેબ આવે છે, ચંપાને જોઈ આશક પડે છે, ઇનામમાં અલબેલી માગવી, અપટુડેટ ફેશનનો પ્રભાવ, પારકા પુરૂષથી લેવાતી છુટ, રામદાસની માથાકુટ, સુધારાને સલામ.

પ્ર. ૮ મો—બંદર સ્ટીમરનો ધક્કો—સુમતીચંદ્ર સ્ટીમરમાં બેસવા આવે છે, શશીકળા તથા સુમતીચંદ્રનો છુટાં પડતી વખતનો કરૂણારસ ભરપુર હૃદય ભેદક ચિતાર, પ્યારનો પ્રભાવ, બાદ સ્ટીમરમાં બેસાડી શશીકળાનું જવું, માતૃભૂમિને પ્રણામ, સ્ટીમરનું ઉપડવું, વૉરંટનું આવવું, ઑફીસર સ્ટીમર રોકે છે, સુમતીચંદ્રની ગભરામણ, તુતક ઉપરથી ભુસકો મારી તેનું દરીયામાં પડવું. **સીન ટ્રાન્સફર.**

રજનીકાન્ત નામે જાગીરદાર તથા તેની સ્ત્રી સ્ટીમબોટમાં ફરવા નીકળ્યાં છે ને સુમતીચંદ્રને શાર્ક માછલીના મ્હોમાં સપડાએલો જુએ છે, રજનીકાન્ત માછલીને મારી સુમતીચંદ્રને બચાવશે. **ટેબ્લો.**

## પહેલો અંક સમાપ્ત.

# અંક બીજો.



પ્ર. ૧ લો—બગીચો—જાગીરદાર રજનીકાન્તની સ્ત્રી વીલાસવતી સખીઓ સાથે વીનોદ કરતી નજરે પડે છે, રૂપનું ગુમાન, રજનીકાન્ત તથા સુમતીચંદ્રની વાતચીત, સુમતીચંદ્ર પોતે શું ગુન્હો કર્યો છે તે દર્શાવે છે બાદ એકાન્તમાં જવું, ઓફીસરનું આવવું, રજનીકાન્ત ઓફીસરને વગ લગાડી સુમતીચંદ્રને બચાવે છે. વીલાસવતી સુમતીચંદ્રને જોતાં પહેલીજ નજરે મોહી જાય છે.

પ્ર. ૨ જો—(હોટલ) (મુસાફરખાનું)—પોતાના શેઠ સુમતીચંદ્ર પંજો મારી ગયાથી રખડી પડેલા રામદાસ કોઈ મોટા શહેરમાં નોકરી કરવા નીકળ્યા છે તે આ બોર્ડીંગ હોટલમાં ઉતરે છે. નાટક કંપનીમાં નોકરી કરવા વીચાર, પાઠ ગોખવો, હોટલવાળો છુપાઇને સાંભળે છે. પાઠની કલમને સાચી માની રામદાસને સાચો નવાબ સમજે છે તથા ઠાકોર સાહેબને બોલાવી લાવવા જાય છે. ઠાકોરસાહેબનું રસાલા સાથે છડી સવારીયે આવવું, રામદાસ હવે જેને આપણે જબરદસ્તીના નવાબ તરીકે હવેથી જોશું ને ઓળખશું તેમને જબરદસ્તીથી નવાબ ઠોકી બેસાડવા. પાઠ ગોખતાં થયેલ ગંભીર ગોટાળો. કાંથડજી ઠાકોર તેને મ્હેલમાં ઘસડી જાય છે.

પ્ર. ૩ જો-વીલાસવતીનો ખાનગી હોલ—સુમતીચંદ્ર પર આશકત થયેલ. વીલાસવતીનું એકાન્ત ભુવન. સુમતીચંદ્રનું આવવું, રૂપ ને મીત્રતાની લડત આખરે રૂપની જીત, સુમતીચંદ્ર પોતાના મીત્રની પત્નીના અપવીત્ર પ્યારમાં સપડાય છે, કેમ ન સપડાય રૂપ એવી ચીજ છે કે મહા મુનીશ્વર પણ લોભાય છે.

**कुरंग मातंग पतंग भृंग मीनै वा रसे हताश्च पंचः ।**
**एकः प्रमोदेन रतः समूहे सहन्यते पंच मिरेव पंचः ॥**

**ભર્તૃહરી શતક.**

પ્ર. ૪ થો-રસ્તો—સ્વામીનો કાગળ મળેલ હોવાથી શશીકલા સુમતીચંદ્રને મળવા આવે છે, નોકર સાથે ખબર કહાવે છે. સુમતીચંદ્ર કે જેનું દીલ હવે વીલાસવતીમાં છે તે મળવા ના પાડે છે, શશીકલાની આજીજી, છેવટે રૂબરૂ મુલાકાત સુમતીચંદ્રની વાચાલ, સાબ્તાપર સીતમ છેવટે સુમતીચંદ્ર સાફ નફટાઇનો પરીચય કરાવે છે બાદ વીલાસવતીનો પત્ર આવે છે જેમાં તે સુમતીચંદ્રને મદન બાગમાં મળવા તેડાવે છે, ઉશ્કેરાયલી શશીકળા સહરહૂ પત્ર ઝુંટવી લે છે ને ગુસ્સામાં વેરની વસુલાત કરવા જાય છે.

પ્ર. ૫ મો-રજનીકાન્તનો ખાનગી હોલ—નારીજાતીની તારીફ કરતો રજનીકાન્ત સ્ત્રીનાં વખાણ કરતો નજરે પડે છે, શશીકલાનું આવવું, રજનીકાન્તને ચીઠી બતાવી સુમતીચંદ્ર ને વીલાસવતીનો ગુપ્ત સંબંધ સાબીત કરી બતાવે છે તથા પોતાના વેરની વસુલાત કરી ચાલી જાય છે. સુમતીચંદ્ર તથા વીલાસવતી પર રજનીકાન્તનો પુરો ગુસ્સો, વેરની વસુલાત કરવા પ્રતિજ્ઞા.

**" સજા આપીશ એવી કે જીગર મારૂં ન એ માપે;**
**સજા આપીશ એવી કે હવાના જંતુઓ કાંપે."**

પ્ર. ૬ ઠ્ઠો-રાજમહેલ—કુંવરી કમળા ચેતનને શાહજાદો સમજી પોતાના આપની સંમતીથી સપડાવે છે બાદ રાજા કાંયડજીને આપણા જુના મીત્ર રામદાસ નવા લીબાસમાં એટલે જબરદસ્તીના નવાબ પધારે છે, અક્કલ સાથે વેરવાળો ઈનસાફ બાદ ચંપા જે હવે નવાબ સાહેબની મા તરીકે ઓળખાય છે તેને હાથે કમળાકુમારીનો હસ્તમેળાપ.

પ્ર. ૭ મો-રસ્તો—કમનસીબ દુનીયાથી કંટાળેલો અને સ્ત્રીની બેવફાઈથી બરબાદ બનેલો રજનીકાન્ત કે જેની સ્ત્રીએ તેને ટાંકણીભર ઝેર આપ્યું છે (પ્રીય પ્રેક્ષક ટાંકણીભર ઝેર વાંચી તને આશ્ચર્ય લાગ્યું હશે પણ તે બની શકે છે, એક જાતનું ધીમું ઝેર થાય છે જે દવા સાથે રોજ એક ટાંકણી બોળી આપ્યું હોય તો તે દવા પીનાર દોઢ બે માસમાં ડાઉન થાય છે અને ડાકટરની તપાસમાં ઝેર આપ્યું એમ ઠરતું નથી) તે ઓફીસર સાથે નીકળે છે, પોતાનો આખર ઈરાદો સમજાવી વીલ બનાવેલ છે, તેની સમજણ આપે છે તથા પોતે વેરની વસુલાત કરવા જાય છે. વીલાસવતી તથા સુમતીચંદ્રના ઉદ્દગાર રજનીકાન્ત ક્યારે મરશે તે નીશ્ચય કરવો.

પ્ર. ૮ મો-રાજનીકાન્તનો (દર્દી) પલંગ—અફસોસ મરવા આડા આજે બે દીવસજ છે તે પોતે પોતાના મીત્ર તથા પત્નીને બોલાવી પોતે કટાક્ષમાં તારીફ કરે છે બાદ વીલમાં બન્નેને વારસ ઠરાવ્યાનો ખુલાસો કરી દવા માગે છે, દવા ઉપર

ચોકસ નજર રાખવા સબબે ટાંકણી ગોળવાનો વખત વીલાસવતીને મળતો નથી તેથી ઝેર નાખ્યા વગરની દવા આપે છે, રજનીકાન્ત ઝેર આપવાની વાત જાણવા છતાં પણ અજાણ્યો બની ઝેર પીએ ગયો છે તે ઝેર મ્હોંયે ચડીને માગે છે, પોગળ ફુટયાથી સુમતીચંદ્ર રજનીકાન્તને મારવા ધસે છે, રજનીકાન્ત ઓશીકે રાખેલી પીસ્તોલ તાકે છે, સુમતીચંદ્ર ધ્રુજે છે, રજનીકાન્ત વીલાસવતીને પુછે છે કે બોલ કોણ મરદ? જાણવા છતાં ઝેર પીનાર કે પીસ્તોલ સામે ધ્રુજનાર? વીલાસવતીને સુમતીચંદ્રપર તીરસ્કાર છુટે છે, રજનીકાન્ત બંનેનાં હૃદય તોડી બંનેના પ્રેમમાં આગ લગાડી ઓશીસર રૂબરૂ આપઘાત કરે છે, (પોતાનેજ નડે પોતાનાં પાપ અણગમતો હસ્તમેળાપ) બન્ને હૃદય પર આઘાત વેરની વસુલાત. ટેબ્લો.

## બીજો અંક સમાપ્ત.

# અંક ત્રીજો.



પ્ર. ૧ લો—જંગલ ઝુંપડી—વેરાગણ (યોગીની) શશીકળાને બરબાદ થયેલો સુમતીચંદ્ર મળવા આવે છે અને પોતાનો પરતાવો જાહેર કરે છે, જ્હાય તેવો પણ આગલો આશક જાણી શશીકળા તેની સાથે જાય છે ને દુઃખમાં ભાગીદાર થાયછે.

પ્ર. ૨ જો—રાજમહેલ—કાંથડજી ઠાકોર જે ચંપા પર ફરેહાદ બન્યો છે તેનો ચોખો ચાંપવાનો ઇલાજ, ચંપાનો શૃંગાર, નવાબ સાહેબ (રામદાસ) તથા ઠાકોર સાહેબની કમબખ્તી.

પ્ર. ૩ જો—વિલાસવતીનો પલંગ—પતિને માર્યા પછી ભયંકર રોગનો ભોગ થયેલી વિલાસવતી આજે માંડમાંડ બે ઘડી સુતી છે તેને રજનીકાન્તનું ભુત પલંગપરથી ઉડાડી મુકી જમીન પર પટકે છે, વિલાસવતીના તદ્દન હોશ ગુમ થાય છે. સુમતીચંદ્રને શશીકળા આ કમનશીબ હાલત પર અફસોસ કરે છે, વિલાસવતીનું વધતું જતું મેડનેસ, મેડનેસમાંજ તે આપઘાત કરે છે, "હાથનાં કર્યા હૈયે" પોતાના હાથેજ પોતાનો ઘાત, રજનીકાન્તના વેરની વસુલાત, પોલીસનું આવી વિલાસવતીના ખૂનના આરોપસર સુમતીચંદ્ર તથા શશીકળાને કેદ કરે છે. **ટેબ્લો.**

પ્ર. ૪ થો—રાજમહેલ—સાચો નવાબ આવતાં મીસ્ટર રામદાસનું ટટ્ટુ બેસી જાય છે બાદ જબરદસ્તીના નવાબનો ઘોટાળો જાહેર થાય છે, અંતે સર્વનો યોગ્ય ફેંસલો થાય છે, અહીંજ કોમીક વર્ણન સમાપ્ત થઈ જાય છે.

પ્ર. ૫ મો—( પ્રાઇવેટ રૂરી ) હૉલ—સુમતીચંદ્રની તપાસ થાય છે, ડૉકટરની જુબાનીથી વિલાસવતી આપઘાત કરવા કાયમ કોશીશ કરતી હતી એમ સાબીત થાય છે તથા પુરાવાની ગેરહાજરીમાં આગલા જુગાર તેમ મહાવ્યથાના ગુન્હામાંથી સુમતીચંદ્ર નિર્દોષ ઠરી જુગાર, મહાવ્યથા ને ખૂન અનુક્રમે ત્રણે ગુન્હામાંથી નિર્દોષ ઠરી છુટી જાય છે બાદ શશીકળાના આગ્રહથી ઑારીસર સાહેબ સુમતીને માનની દૃષ્ટિયે જોતા થાય છે ને અંતે ઑારીસર સાહેબના હાથેજ સુમતીચંદ્ર તથા શશીકળાના લગ્નની ગાંઠ જોડાય છે, અસ્તુ. અહીંજ આપણા નાટકની પૂર્ણાહુતી થાય છે. **શાન્તિ! શાન્તિ!**

## ત્રીજો અંક સમાપ્ત.



# પાત્રોની સમજ.



## પુરૂષ પાત્રો.

**સુમતીચંદ્ર**—માધવપુરના એક ધનાઢ્ય ગૃહસ્થનો ઉછાંછળો પુત્ર

**રજનીકાન્ત**—કુંદનપુરનો ધનાઢ્ય જાગીરદાર.

**ઑફીસર**—સુમતીચંદ્રનો જ્ઞાતિબંધુ પોલિસ અમલદાર.

**રામદાસ**—સુમતીચંદ્રનો સેક્રેટરી.

**ચેતન**—રામદાસનો ન્હાનો ભાઈ.

**કાંથડજી**—કુંદનપુર પાસેના ગામડાના ઠાકોરસાહેબ, નવાબના બંદીવાન.

**નવાબ**—મશાણાબાદના નવાબ.

સિવાય જડજ, બેરીસ્ટર, જુગારી, દરબારીયો, સિપાહીયો વગેરે.

## સ્ત્રી પાત્રો.

**શશીકળા**—ઑફીસરની પુત્રી, સુમતીચંદ્રની માશુક.

**વિલાસવતી**—રજનીકાન્તની પત્નિ.

**ચંપા**—રામદાસની સ્ત્રી.

**કમળાકુંવરી**—કાંથડજીની પુત્રી.

સિવાય દાસીયો, બાનડીયો વગેરે.

સ્થળ—કુંદનપુર અને માધવપુર.



શ્રી

# વેરની વસુલાત.

## નાટકનાં ગાયનો.

### અંક પહેલો.

#### મંગળાચરણ.

બાળાઓ— ૧

સ્નેહે વીનવીયે શાન્તિદાતા દેવી શારદા
ટાળો કુબુદ્ધિ આપો શાન્તતા સદા
મયુર વાહિની માત હે મહંમાયા........સ્નેહે.
શરણપાળ હે દયાળ અચળ કૃપા આપજો
છેદી અશાન્તિ અરપી શાન્તિ
શાન્તતા પ્રસારજો........સ્નેહે.

બાળાઓ— ૨

ગ્રહી નીતિનો પંથ કરી ન્યારો કુછંદ
કરો સફળ જીવન રસિક સજ્જન એ........
સુનીતિ આપો સદાયે કુનીતિ કાપો કૃપાયે
નીજ હિત કરીયે.....ગ્રહી.

ધન્ય ધન્ય રામ રાજ્ય
અનુકુળ સર્વ આજ
સ્નેહે વીદ્યાને પુરણ પ્રસારીયે
વીદ્યા વિશેષ વાધો કુધારો વામો
નીતિનાં મુળ ભરતખંડ માંહી જામો
સાચો સુધારો સુધાથી ઉત્તમ છે
વાત એ સાચી શીખ શુભ ધરીયે.......ગૃહી.

સુમતીચંદ્ર— ૩

છે આજ કાલ દુનીયામાં પૈસા વાળાની બહાર
રૂપીયો નહી જે પાસે તે ગણાય છેજ ગમાર
જરનું સગપણ સંસાર સૌ જરના તાબેદાર
ખુશામત કરતા સલામો ભરતા હરરોજ આવે હજાર
ગાય જરનાં સરવે ગાન છે વિત્ત મહા વિદ્વાન....ખુશામત.

કંચનીઓ— ૪

મોહનજી મનને હરનારા મીઠી છે તારી આંખડી
ચટક ચાલથી ચીતડું ચોર્યું
કપટ કળાથી કાળજુ કોર્યું
વ્યાકુળ અલબેલીને કીધી......મોહનજી.
મોરલીયે મનહર હું મોહી
સાન ભાન શુદ્ધિ સૌ ખોઇ
થાણા છો તલસાવના..........મોહનજી.

રામદાસ, ચેતન, ચંપા— ૫

રામદાસ—કમ હીયર સેન્ડો માય વાઇફ ધી બેસ્ટ શેક્હેન્ડ શેક્હેન્ડ
ઇઝિ વેસ્ટવન.... ........... ...........કમ હીયર.

ચેતન—કાળા લેડી સાથે કેવા ભાસે ભાઇ વાહ વાહ

ચંપા—શું ધાંધલ લાવ્યા છો કાં પાંને આવ્યા છો
ભુતે ભરમાવ્યા છે

રામદાસ—પ્લીઝ સાઇલેન્સ હુ ગોન ગોન........કમ હીયર.

શશીકલા— ૬

વીલાસી વાલમા લલિત
બંધને પડી ખચિત
ચતુર ચોરનાર ચિત્ત
હરણ કર્યું ચિત્ત વિત્ત
શાન શુદ્ધી ખોઇ...........વીલાસી.

વીરહ જાળ પાથરી
તેં બંધ બેડીમાં કરી
મદન માર્ગ પર ધરી
નમેરા કેમ જાઓ ફરી
કરો વીચાર કાંઇ....વીલાસી.

લલના લલચાવી ગયા
અળગા કાં કાન્ત થયા
દયાળુ લાવોને દયા
નયન તલપીયાં..........વીલાસી.

શશીકલા— ૭

રમણીની રીતી પ્રીત ધરીને ચીત સમજ તું બેની
કોમળ સ્વરના કુમકુમ અક્ષત અર્પણુ સ્નેહે કરીયે
નાથ સ્વર્ગના સાથ સમજીયે ચર્ણે મસ્તક ધરીયે....રમણી.
મર્યાદાની માળ ધરીને પ્રીતમ પુજા કરીયે
સદ્વર્તનના શબ્દે બેની આરતીને ઉચરીયે..........રમણી
શીયળ સ્તોત્રના નાદ થકી સ્વામી ઇશ્વર આરાધો
ભવજળ અનગળ પાર ઉતરવા સ્વામીની સેવા સાધો....રમણી.

શશીકળા, સુમતીચંદ્ર— ૮

શશીકળા—વાહ વાહરે દીલબર તું દીલ હરનારા
નટખટ પુરા આપ છો
સુમતીચંદ્ર—વાહ વાહરે મરમાળાં વચનો તારાં
શશીકળા—નટખટ પુરા આપ છો
વાહ શી વાણી
સુમતીચંદ્ર—વાહ વાહ શાણી.................નટખટ.
શશીકળા—જાણું વ્હાલા પુરા કપટી હું તમને
સુમતીચંદ્ર—રોકો શાણી કટાક્ષોનાં વચનને....વાહ વાહરે.
શશીકળા—જાઓ જાઓ ધુતારા
સુમતીચંદ્ર—વાહ વાહ શાં વચનો તારાં
શશીકળા—ક્ષમા નહી થાય
સુમતીચંદ્ર—શાણી શાને તું રીસાય
શશીકળા—કેડા મુકોને
સુમતીચંદ્ર—સ્નેહ મુકોને.........................વાહ વાહરે.

શશીકળા—　　　　　　　　૯

લગન લાગ તેં લગાડી મદન જ્યોતને જગાડી
વીરહ વાંસળી વગાડી કાન્ત કારમી (૨)
નેહ બાણુ સાંધીને દીલડુ ડોલાવ્યું
ચંચળ આ ચિત્ત પ્રેમ ઝૂલે ઝૂલાવ્યું....લગન.
જીગર ચાક કીધું મદન બાણુ મારી
વહાલા વરણાગી વીલાસી વીહારી........લગન.

ચંપા—　　　　　　　　૧૦

હું તો ફેશનમાં ફરનાર મારા મનને કોઇ મનાવો
સ્વામી ગયા કેદમાં હાય મારી રાત વીતી ન જાય
મારૂં દીલડું બહુ અકળાય
કોઇ રસીક વીહારી આવો..........................હું તો.
ભુલી ભોળા એ ભરથાર ખાધી જુગાર માંહી હાર
હવે હું વાટ જોઉં ના લગાર દીલમાં વસાવું
કોઇ દીલદાર....હું તો.

રામદાસ, ચેતન, ચંપા, જેલર—૧૧

ચંપા—જુગલ જોડ જામી જેલરજી જવાન
નવલ નાચ નાચો મોજીલા મ્હેમાન
રામદાસ—હાય આંખ સામે કુસ્ત્રીની મોકાણ
રાંડે કેવું આજે જગાડયું મસાણ....જુગલ.

એક ઢોલ બીજી છે પડઘમનો તાલ
સાહેબજી મરકી ને મીસીસ દુકાળ
જેલર—પ્યારી મય ઝંડા તું નેજા મીસીસ
રામદાસ—એક ભુત બીજી છે મોટો ખવીસ....જુગલ

શશીકળા— ૧૨

વીપરીત વિશ્વનો વ્હેવાર
અકળ રચના જગતની છે ના પમાતો પાર......વીપરીત.
દેખી દીપ પતંગ બળતા મોહમાં મરનાર
રાગ સુણવા હરણ સહેતા પારધી તલવાર.......વીપરીત.
ભેદથી ભરપુર દુનીયા રચી તેં રચનાર
સત્યવાદી સીતમ સહેતા પાપીના પોબાર.......વીપરીત.

શશીકળા— ૧૩

પ્રેમેથી પ્રેમેથી પ્રીતમને પ્રણામ (૨)
પ્રેમેથી પ્રણામ મારા અંતર આરામ........પ્રેમેથી.
અલબેલા આધાર મારા હૈયાના હાર
સીધાવો ભરથાર કરે સહાય કીરતાર
હીણુભાગી રાધાના કોડીલા ઘનશ્યામ.......પ્રેમેથી.



# અંક બીજો.

વિલાસવતી તથા દાસીઓ--૧૪

## ગરબો.

સખી જઇયે મધુવન વાટે મધુર મોરલી શી વાગી
બની બાવરી સુણીને બંસી મદન જ્યોત જાગી
ભુલી હું મારૂં ભાન સાન ધ્યાન સહુ હાં હાં
મને બંસરીયે બ્હાવરી બનાવી (૨)...............સખી.

## સાખી.

જળ જમુના સ્તંભ્યાં સુણી, બંસીધરની તાન;
ધેનુ તૃણ ભક્ષણ તજી, સુણે મધુરૂં ગાન.
હૈયુ હેતે હરે છે જાદુવાળો સખી પ્રેમ વરસાવી
નેહ મોહને પમાડે શામળીયો સખી સ્નેહ દર્શાવી
ન ભાવે ખાનપાન પરવશ એની બની
લગન લાલાની લગન લગાડી. હાં હાં.

## સાખી.

એક ટળે વ્યાધી અને, વળી મળે વૃજરાજ;
મહી વેચંતાં હરી મળે, એક પંથ દો કાજ....સખી.

**વિલાસવતી તથા દાસીઓ--૧૫**

દાસીઓ—વાહ કામણગારી વાહ ગુમાની નારી
નાથને નાચ નચાવો
નાથને નાચ નચાવો નવલ નીત્ય નાથને નાચ નચાવો
વાહ જોબન ખુબી ન્યારી
વાહ મુખ ધારા અમૃતની
છલકાઈ જાએ પ્યારી
છે મનહરણી મૃગનયની
વિલાસવતી–મીથ્યા હાંસી તું તજની
દાસીઓ—શૃંગાર શસ્ત્રોને સજની
વિલાસવતી–કરતાં લવારી શરમા હાંસી તજ તું નાદાન
તજી દે ઠઠ્ઠા ને તોફાન
દાસીઓ—વાહરે વાહ બા ભક્તાણી
વાહરે વાહ સીતા શાણી
ફળશે આશા એ તારી, બા બોલો–વાહરે વાહ.

રજનીકાન્ત-- ૧૬

**સાખી.**

પૃથ્વી વીશે પરમાર્થને ધરનાર પુરૂષો પાકશે
સતીયો અને સન્મીત્રનો શુભ ધર્મ મનમાં રાખશે
નીજ ધર્મમાં વર્તી વીવેકે સત્યવાણી ભાખશે
ત્યારે જશે દુઃખ ભ્રાન્તી ને સુખશાંતીનાં ફળ ચાખશે

નીતિ ન્યાય ઉર ધારો સંસારી નર નારી
સુનીતી ધારી કુનીતી ટાળી પામી શાન્તી સુખકારી–નીતિ.
આત્મબળ અધીક ઉપકાર અંતર વીષે
સુદ્રઢ અનુરાગ નીજ ઇષ્ટ પ્રતી પાળજો (૨)
પાર્થ પુરૂષાર્થ ધરી ભાર્તજન આર્ત હરી
આ શીખ ઉરમાં ઉતારો................નીતિ.

વિલાસવતી— ૧૭

પરદેશી મેમાન હૈયું અંતર મેહ તું ચાતક હું થઇ ગઇ
મોહન મંત્ર વાજીંત્ર સમા સ્વર ઉપર હું તો દીવાની થઇ
વીલાસી વિદેશી પ્રવાસી નીહાળતાં કામશરે હું વીંધાઇ ગઇ
ચંદ્રવદનના દર્શનથી આ કુમુદીની પુર્ણ વીકાસી રહી
એ દરદી અનજાણુ મનહર મોહ પામી થઇ હું દરદી
પાણીનો જંતુ તું ક્યાંથી પીછાણુશે ગ્રીષ્મ રૂતુ તપતી
ગરદી—પરદેશી.

વિલાસવતી, સુમતીચંદ્ર— ૧૮

વિલાસવતી—પ્રીય પ્રીતમ અંતર રહેજો શ્યામ
સુંદર વર શામળીયા
અલબેલીને ઉર ધરજો રાજ
પ્રીતમ વર પાતળીયા.
સુમતીચંદ્ર—રસભર વેલી છો અલબેલી આનંદ કેલી કીધી
આજ—સુંદર.
વિલાસવતી—અંતર વસીયા છો રંગ રસીયા
વસીયા મારા મનમાં રાજ—સુંદર.

વિલાસવતી-- ૧૯

પ્રેમની કીંમત (૨) કોઇ વીરલા જગમાં જાણે
રસબસ હ્રદયો (૨) તેને પ્રેમીયોજ પિછાણે
પ્રેમને કાજે જોગી થાતા જોગી ભોગીયો બનીજાતા
પ્રેમ માર્ગમાં ખત્તા ખાતા છતાં પ્રેમ મન આણે-પ્રેમની.
કોઇ પ્રેમ માટે મરી જાતા કોઇ પ્રેમ પાળી વખણાતા
રાય રંક તેના ગુણ ગાતા પ્રેમ સ્વર્ગ પરમાણે-પ્રેમની.

શશીકળા— ૨૦

પીયુ તમ પાસે હું આવી અબળા નહીં સંતાપો
તમ મહોબત ખેંચી લાવી દાસી કરીને સ્થાપો
પડી પાસમાં હું તમ જ્યારે રે................અજ્ઞાની.
શું કોલ આપ્યો છે વ્હાલા, તે યાદ લક્ષને આપો....પીયુ.

વિલાસવતી તથા સુમતીચંદ્ર--૨૧

વિલાસ૦-રમાડું રંગમાં રસીયા સુમતી સ્નેહી મમ ઉર વસીયા
હાં રંગમાં રસીયા.

સુમતિ૦-શાણી સલુણી સ્નેહબંધને તેં મને સપડાવીયો
પ્રેમ મદીરા પાઇ દીવાનો તેંજ મને બનાવીયો

વિલાસ૦-સુંદર સુરતથી પ્રીય પ્યારા, મોહ મને ઉપજાવીયો
હાં રંગમાં રસીયા.

ચાલો ચતુર ફરવાને જઇયે
મોજ હવે મનગમતી લઇયે
નાથને મારીને સુખીયાં થઇયે.......રમાડું.

કમળા—  ૨૨

અરે વાહરે વાહ હું મદભર બાળા, યૌવનની જ્વાળામાં
સપડાણી રાજકુંવરને ભાળી
મન પીટયું પરવશ પડયું છે થવા ચ્હાય છે રાણી
રાજકુંવરને વરતાં લાખો રાણી ભરશે પાણી.
આપ પતિ એ અયોધ્યા વાસી
કૃષ્ણ સમો કામણગારો
નવ જુવાન એ છે વ્હાલો........અરે વાહરે.

કમળા, ચેતન—  ૨૩

ચેતન—હાંહાંરે મેરી મેંના મધુરી બોલો બોલો
હાંહાંરે તું મારો ઘુંઘટકો પડદો ખોલો
કમળા—હટો જાઓ હટો હદ છોડી શું વધો
જેમ વદે છે ગોલી ગોલો..........હાંહાંરે.
ચેતન—મેટવા હુમકો થયો છે ભાવ
રાજાકી છોકરી રહેસ તું લાવ
કમળા—ભલે ત્યારે બેટી સુખીયા થાવ
જેમ લડે છે હોલી હોલો........હાંહાંરે.

દાસીયો, રામદાસ, ચંપક, ચેતન, ઠાકોર—  ૨૪

દાસીઓ—આનંદનો સાગર આજે ઉલટયો, વાહ વાહ રઢીયાળા.
ચેતન—કૃષ્ણ ને કુબજા કેરૂ જોડલું લલના ને લાલા

ચંપા—રક્ષા તું કરજે માતા કાળકા કાં અલ્લા તાલા—આનંદ.
ઠાકોર—વેવાઇઓ મળ્યા મોટા રાજના વાહ વાહજી વાહ વાહ
રામદાસ—આતે વીવાહ કે થારો બારમું ઘોટાળા ઝાલા.

રજનીકાન્ત-- ૨૫

કરૂં મુજ વેરની વસુલાત ઝટપટ વિશ્વમાં વિખ્યાત
પ્રગટ કરૂં ગુપ્ત સઘળી વાત ત્યારે મુજને થશે નીરાંત
ઉરમાં ભક્તિ આગ આંખોમાં રક્તનો ભાગ
શીક્ષા આપી કરૂં ઝટ શાન્ત
તો હું ખરો રજનીકાન્ત
નહિ તો ધીક્કુ મુજ પીતુ માત...કરૂં હું.

રજનીકાન્ત-- ૨૬

### સાખી.

નારી સારી નવ ગણો, નારી નર્કની ખાણ;
નારીના વિશ્વાસથી, નિશ્ચે ખોશો પ્રાણ.

નારી નાગણી કુળ કાપણી નહિ આપણી થશે સાપણી
નારી નાગણી.
નરને નચાવે ભારી
નયનની કટારી મારી, આજ મારી કાલ તમારી રમે જારી
ન્યારી કુલ્ટા કોઇની નહિ થનારી ભુખી વાઘણી—નારી.



# અંક ત્રીજો.

શશીકલા—                    ૨૭

ભવ તરવું કરી ભજન સાર ભવ તરવું
શીવ શીવ શીવ નામ ઉચરવું....કરી.

નેહ ગંદા દેહનો તજ સ્નેહ તું સંસારમાં
પવને ચડેલી વાદળી વણસી જશે પલવારમાં—ભવ.
મૃગ નીર છે સંસાર આ મન હંસ ભકતી ધાર તું
કર ધાર તું કીરતારનો લે મોક્ષનો આધાર તું—ભવ.

શશીકલા, સુમતી—          ૨૮

વાલમજી શોક વીસારોરે હું છું તમ દાસી
પ્રીતમ તુજ દર્શન પ્યાસી—
ધીરજ ધીરા તમે ધારોરે દુઃખ ગયાં નાસી
શત્રુ મુખ રહેશે વીકાશી

સુમતી—(ખરેજ શશીની કળાયે આજે મને અમૃત વરસાવી સજીવન કર્યો છે.)

શશીકળા—          સાખી.

કળા શશી ઉગ્યા પછી નભ માંહી મલકાય
તેમજ સુમતીચંદ્રથી શશીકળા હરખાય

સુમતી—શશીકળા તુજ સ્પર્શથી સફળ થયો અવતાર
પાપી આ સુમતી પરે તેં કર્યો અતી ઉપકાર
શશીકળા–શરમાવો નહી સુખ રાશીરે
દુઃખ ગયાં નાસી..............વાલમજી.

ઠાકાર, ચંપા— ૨૯

ઠાકોર—આવો આવો લટકાળી મારી નાર
ડુલા ઠાકોરને બનાવો દીલદાર
ચંપા—જાઓ જાઓ શરમાઓ નહી લગાર
કોઇ જોઇ જાય તો ફજેતી અપાર
ઠાકોર—આવ વ્હાલી નહી કોઇ આવે
ચંપા—શું કરૂં મને શરમ સતાવે
ઠાકોર—હું છું લાલો લ્હેરી વરવહુ પરણશુંરે કાઢી હાથીની અસ્વારી
ચંપા—પરણ્યા પહેલાંરે પીટયો કેવી કરે તૈયારી
ઠાકોર—ગોખે બેસી ગીતો ગાશું હીંચોળે હીંચોળા ખાશું
વાહ પ્યારી વાહ
ચંપા—ડાબા જેવોરે મારૂં મોડુ જોઇ મરે છે
ઠાકોર—તારી વાંહો વાહ કરે છે (૨)
ચંપા—કેવા પલીત ચાળા કરે છે
ઠાકોર—વાહ પ્યારી વાહ.............આવો.

ચેતન, કમળા—　　　　　૩૦

કમળા—હું તો મારા બાપુ વીના ગભરાઉ હવે કયારે હું જાઉં
ચેતન—શોધી લાવું દીલજાન
કમળા—વાહવાહરે શાહજાદા
ચેતન—નાના છે હરામજાદા
કમળા—પુરા છો મારા પ્રેમીરે પાતળીયા　(૪)
ચેતન—વાહવા નવેલી નાર...........હું તો.

વિલાસવતી—　　　　　૩૧

અહો પુરી પાપણી છું નાર પ્રભુ ઉદ્ધારો
નથી હવે આ જીવનમાં સાર હરી ઉદ્ધારો
હીરો ભરથાર હાય (૨) હાથથી ગુમાવ્યો
અરેરે આ દેહ મારો મેં જાણીને અભડાવ્યો-અહો.

કમળા. ચેતન—　　　　　૩૨

કમળા—આવો અલબેલા યાર ભીખારી ભરથાર
રાજી રાખુ હમેશાં ગણી હૈયાના હાર
ચેતન—વ્હાલી તારા વેણુ થકી હું રાજી રાજી દીલમાં થાઉં
ગોરા ગોરા ગાલ ઉપર હું ગુણીયલ ગોરી ગોથાં ખાઉં
કમળા—ચાલો મોટરમાં બેસી લઇયે બાગની બહાર



# અખૂટ કૌવત આપનારી

# આતંકનિગ્રહ ગોળીઓ

## તદ્દન વનસ્પતિની

આ ગોળીઓ સ્ત્રી પુરૂષો એ બન્નેને એક સર ઉપયોગી, અતિ પૌષ્ટિક, પુરૂષત્વ આપનાર, લોહીની વૃ કરનાર, ધાતુ દોષોને મટાડનાર અને નિર્બળ માણસને બળવાન કરનાર ઘણીજ ઉત્તમ દવા છે. કીમત ગોળી ૩૨ બત્રીસની ડબી ૧ નો રૂપીયો એક.

### વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.

### આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઓફીસ..........જામનગર........કાઠીયાવાડ.

બ્રાંચ નંબર ૧........મુંબઈ...........કાલબાદેવી રોડ.

બ્રાંચ નંબર ૨........કલકત્તા..........હેરિસન રોડ.

બ્રાંચ નંબર ૩........પુના..............બુધવાર પેઠ.